૫૮૬૫

# कामसेन चंद्रिका नाटक.

ત્રણ અંકી.

રચનાર,

શાલેમહમદ અલ્લારખ્યા મેમણ.

આસિ. માસ્તર—ભુજ મહોમેડન સ્કૂલ.

ગીતિ.

“નાટક નવિન નિહાળી, પ્રકાશ પામે સુબુદ્ધિ સજ્જનની;
સદ્‌ગુણ વળી સમજાતાં, ઝટ નાશે છે ઉદાસિ તનગનની.”

અમદાવાદ,

“આર્યોદય” પ્રિન્ટિંગ પ્રેસ.

ઇ. સ. ૧૮૯૮—સંવત ૧૯૫૫ (કચ્છી).

કિંમત આઠ આના.

૬૮૬૫

# कामसेन चंद्रिका नाटक.

ત્રણ અંકી.

રચનાર,

શાલેમહમદ-અલારખ્યા મેમણ.
આસિ. માસ્તર—ભુજ મહોમેડન સ્કૂલ.

ગીતિ.

"નાટક'નવિન નિહાળી, પ્રકાશ પામે સુબુદ્ધિ સજ્જનની;
સદ્ગુણ વળી સમજાતાં, ઝટ નાશે છે ઉદાસિ તનમનની."

અમદાવાદ,
"આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

ઇ. સ. ૧૮૯૮—સંવત ૧૯૫૫ (કચ્છી).

કિંમત આઠ આના.

# પ્રસ્તાવના.

ઘણું કરીને મનુષ્યનું કોઈ એકાદ વિષય તરફ કુદરતી વલણ હોય છે, તેમ મારૂં વલણ મૂળથી **સંગીત** વિષયપર હોવાથી તેને અંગે પછી નાટકનાં ગાયનો તરફ મારી રૂચી થઇ, જેના પરિણામ તરીકે આ લઘુ પોથી રચાઇ છે, તે વિદ્યાવિલાસી સજ્જનોની સેવામાં નિવેદન કરતાં મને આનંદ થાય છે.

આ લઘુ પોથી રચીને હું કંઇ કવિ, વિદ્વાન કે સંગીતશાસ્ત્રી હોવાનો દાવો કરતો નથી, અને તેમ કરવાની મારામાં કોઇ પ્રકારે લાયકાત પણ નથી. પરંતુ મારા મનની રૂચી અનુસાર આ વિષયમાં મેં જે થોડી લીટિઓ લખી છે, તેને ગુણગ્રાહી સજ્જનો આદર આપશે, તો હું મારા શ્રમની સફળતા થયેલી માનીશ.

આ પુસ્તકને અંગે **કવિશ્રી જીવરામ અજરામર ગોર** તરફથી મને ઘણી સારી મદદ થઇ છે, તેથી તેમનો ઉપકાર માનુંછું. આ પુસ્તકની ફેર કોપી લખવા વગેરેમાં મિ. રામજી દામજી ઠક્કર તરફથી પણ મને મદદ મળી છે.

તા. ૮-૭-૯૮ }
કચ્છ-ભુજનગર. } **શાલેમહમદ અલારખ્યા મેમણ.**

# अर्पणपत्रिका.

## રોળાજાતિ.

"અતિ દુખ વેઠી આપ, પુત્ર ઉપર ધરિ પ્રીતિ;
લાયકો આપે અધિક, વળાં શીખવે શુભ નીતિ;
રસ્તો શુદ્ધ બતાવો, દુર્ગુણોથી દૂર કરશે;
ખ્યાતિ તે પિતુ કેરી, પુત્ર કેમ ચિત્ત ન ધરશે ?"

મારા સ્વર્ગવાસી પરમપૂજ્ય—

**પિતાજી શ્રી અલારખ્યા જમાલાણી.**

એક પિતા તરીકેની સંપૂર્ણ ફરજો બજાવી
આપે મને કેળવણી આપી
વ્યવહાર કુશળ કર્યો;
તેના
પરિણામ તરીકેનું
આ લઘુ પુસ્તક આપના સ્વહસ્તમાં
અર્પણ કરતાં મને જે આનંદ થાત, તેના કરતાં અધિક
પણ ભિન્ન લાગણી પૂર્વક આપના સ્વર્ગસ્થ આત્માને
**આ લઘુ પુસ્તક અર્પણ કરી**
કૃતાર્થ થાઉં છું.

હું આપનો આભારી પુત્ર.

**શાહ.**

## કામસેન. ચંદ્રિકા નાટકના પાત્રો.

સૂત્રધાર. ........................................ નાટયકાર.

નટી. ................................................ તેની સ્ત્રી.

પ્રતાપસિંહ.......................... ચંદ્રાવતી નગરીનો રાજા.

ચંદ્રકળા. ........................................ તેની રાણી.

કામસેન. ........................................ તેનો કુંવર.

માધવરાય. ...................... ચંદ્રાવતી નગરીનો પ્રધાન.

અજીતસિંહ. ...................... કનકાવતી નગરીનો રાજા.

કમળા. ............................................ તેની રાણી.

ચંદ્રિકા .............. તેની કુંવરી અને કામસેનની પત્ની.

રામસિંહ ...................... કનકાવતી નગરીનો પ્રધાન.

સિવાય ચોપદાર, દાસીઓ, ઋષિ, જોગીઓ, કંચનીઓ, માળી, ઇત્યાદિ.

श्री.

# कामसेन चंद्रिका नाटक.

## अंक पहेलो.

स्थळ—रंगमंडप.

ईश्वरस्तुति.

સૂત્રધાર— "સુક્ર ખુદા દાતા મેરે મોલા મેરે"—એ રાગ.

સૃષ્ટિ કર્ત્તા, પ્યારા, પ્રભુ, વિભુ, શંભુ, સદા છો સુખકાર.
પાલનહાર, દીનદયાળ, પ્રભુ મુરાર,
છો કિરતાર, નોધારાધાર,
પ્રભુજી કરો મુજ સ્હાય આવાર.
જીવનહાર, મોક્ષ આધાર,
વંદન કરૂંછું હું વારમવાર,
શાલે આવાર, માને આભાર, છે તમ આધાર. સૃષ્ટિકર્ત્તા.—

અહો ! આર્યજનો ! આપની સમક્ષ આ "કામસેન ચંદ્રિકા" નામે નવીન નાટક ભજવી બતાવવા અપેક્ષા રાખુંછું, તે તરફ પૂ-

ણું લક્ષ આપવા કૃપા કરશો એવી આશા છે. (પડદા તરફ જોઇને) પ્રિયા ?

**નટી**—(બહાર આવીને) પ્રાણનાથ, શી આજ્ઞા છે?

**સૂત્રધાર**—આ સદ્‌ગૃહસ્થોની સમક્ષ **"કામસેન ચંદ્રિકા"** નામે નવીન નાટક ભજવી બતાવવું છે માટે સર્વ પાત્રોને તૈયાર કર અને હું પણ તરતજ આવુંછું.

**નટી**—જેવી પ્રાણનાથની આજ્ઞા.

(સૂત્રધાર અને નટી જાય છે ને પડદો પડે છે.)

# अंक पहेलो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—ચંદ્રાવતી નગરીના રાજા પ્રતાપસિંહની રાજકચેરી.**

**પાત્રો**–રાજા, પ્રધાન, સેનાધિપતિ, ચોપદાર, ઈત્યાદિ, પાછળથી એક ઋષિ.

**પ્રતાપસિંહ**—("કરમ કર મેરે હાલપે અય કરીમ !")–એ રાગ.

કૃપા કર મુજપર, હે ! ઇશ્વરા !
દુખી બાળની અર્જ, સુણ તું જરા.— કૃપા.
મને રાજ આપી, તેં આપ્યું છે સુખ;
(પણ) પુત્ર વિના સહુ, લાગે છે દુખ.— કૃપા.
ધિક જનમારો, મારો અરે,

લાચાર થઇને, વદુ છું ખરે.— કૃપા.
હવે પ્રભુ મુજતણી, સ્હાયે કરો,
મને સંતતિ આપી, દુઃખો હરો.— કૃપા.

**માધવરાય**—રાજાધિરાજ ! સાવધ થાઓ, સાવધ થાઓ, સર્વ વ્યાપક જગત્ પ્રભુ સહાય થઇ આપની ઇચ્છા પૂર્ણ કરશે.

**પ્રતાપસિંહ**—પ્રધાનજી ! સોનાને સુગંધ ને શેરડી ને ફળ ! એવી નિષ્ફળ આશા કયાં સુધી રાખવી.

**ચોપદાર**—મહારાજા ! બહાર કોઇ ઋષિ ખડા હય, સો અંદર આનેકી રૂખસત ચાહતા હય, નામદાર !

**માધવરાય**—બહુ સારૂં, તેને ખુશીથી દાખલ કરો.

**ઋષિ**—( હાથ ઉંચા કરીને ) રાજેંદ્રકી જય હો !

**પ્રતાપસિંહ**—( ઉઠીને ) ઋષિરાજ ! આજે આપે મારી કચેરીમાં પધારી, મને કૃતાર્થ કર્યો, જેથી ઘણો ઉપકાર માનુંછું. આપની જે ઇચ્છા હોય તે કૃપા કરી કહો.

**ઋષિ**—રાજેંદ્ર ! મેરેકું કુચ્છ ઇચ્છા નહિ હય, પરંતુ તું ધાર્મિષ્ટ, ઔર સત્યવાદી રાજા હય, ઇસલિયે તેરેપર બહોત પ્રસન્ન હુવા હું; તુજકું જો ચાહિયે સો માંગ લે.

**પ્રતાપસિંહ**—કૃપાવંત ! મહાન્ ઋષિરાજ ! મને બધી વાતે સુખ છે, પરંતુ હું સંતતિ વિનાનો હિણભાગી પુરૂષ છું જેથી કૃપા કરી એક પુત્રરત્ન આપી કૃતાર્થ કરશો.

**ઋષિ**—(ફળ બતાવીને) દેખ નૃપેંદ્ર ! યે ફળ તુજકું દેતા હું, સો

તેરી રાણીકુ ખિલાના, ઉસસેં તેરા મન ઇચ્છિત કાર્ય હોવેગા.

**પ્રતાપસિંહ**—(ફળ લઇને) કૃપાવંત ! આ પ્રતાપી ફળ આપી આપે મને સુખી કર્યો, જેથી ઘણો આભારી થયો છું.

**ઋષિ**—અચ્છા રાજા ! અબ મેં જાતાહું.

**પ્રતાપસિંહ**—મહંત ઋષિરાજ ! કોઇ કોઈ વખતે આ દાસને દર્શનનો લાભ દેવા કૃપા કરતા રહેશો.

(ઋષિ જાયછે.)

**પ્રતાપસિંહ**—("સુખ ખરે હૃદયમાં પ્રસર્યું")—એ રાગ

આહા ! આનંદ થયો છે અતિશય (૨)
વાહ! પ્રભુ લીલા તારી, દુખ હરનારી છે; (૨)
દુખ કાપી, સુખ આપી, કરી, દયા, ફળ આ આપીને–આહા !
ખરેખર તારી કૃપા થકી ફળ મળ્યું આ. (૨)
તું સ્વામી! બહુનામી, અંતર, જામી, વંદું હું તુજને—આહા !

પ્રધાનજી ! ખરેખર સાક્ષાત્ પ્રભુએ દર્શન આપી મને ભાગ્યવંત કર્યો, જેથી હવે શયનગૃહમાં જઇ, મારી પ્રિયાને આ શુભ વધામણી આપી, તેના વ્યગ્ર ચિત્તને શાંત પમાડું.

**ચોપદાર**—કચેરી બરખાસ્ત.

(સૌ જાય છે અને પડદો પડે છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજમહેલ.

**પાત્ર**—રાણી ચંદ્રકળા, દાસી લક્ષ્મી, પાછળથી રાજા.

**ચંદ્રકળા**— ( સીહુાનો કાનરો. )

આમ પ્રભુ તું, કેમ સતાવે;
પુત્ર વિના મુજને, શું રીબાવે.— આમ પ્રભુ.
દીન દાસીપર, રહેમ નજર કર;
તુજ વિણ બીજો, કોણ બચાવે.— આમ પ્રભુ.
સંતતિ મુજને, આપી હરી તું;
સુખનો દિવસ, ક્યારે બતાવે.— આમ પ્રભુ.

અરેરે! પરમ કૃપાળુ જગન્નિયંતા! સર્વનું કલ્યાણ કરનાર પ્રભુ! અમે તારૂં શું બગાડ્યું છે? પુત્ર વિના અમને આમ સતાવે છે. જેમ જળ વિનાનું મીન તરફડી તરફડી મરણ પામે છે, તેમ આ તારી દીન દાસી પુત્ર વિના તરફડી તરફડી જલદી તારી હુજૂરમાં આવશે.

**લક્ષ્મી**—મારી સુજ્ઞ બાઇ! આમ હમેશાં કલ્પાંત કર્યાથી, આપનાં શરીરને નુકસાન પહોંચશે, માટે સર્વ સંતાપ છોડી દઇ ઇશ્વર ઉપર ભરોસો રાખો કે તે રહેમદિલ આપને તરત ખુશીનો દિવસ બતાવશે. ( એટલામાં રાજાને આવતાં જોઈને ) બાઇ સાહેબ! મહારાજા પધારે છે.

**ચંદ્રકળા**—( એકદમ ઉઠીને ) પ્રાણવલ્લભ! આજે આપનું અક-

સ્માત પધારવું થયું તથા આપનું મુખારવિંદ પણ બહુ પ્ર-
ફુલ્લિત દેખાય છે, તેનું શું કારણ હશે ! તે કૃપા કરી કહેશો ?

**પ્રતાપસિંહ**—પ્રિયા ! આપણાં ભાગ્યનો ઉદય થયો, આજે હું કચેરીમાં આપણને સંતાન ન હોવા સબબ દિલગીર થતો હતો, દરમ્યાન એક ઋષિરાજે પધારી આ ફળ આપી કૃતાર્થ કર્યો. ( ફળ આપે છે. )

**ચંદ્રકળા**—(ફળ લઇને) પ્રિયપતિ! આ ફળમાં એટલો શો ફાયદો છે!

**પ્રતાપસિંહ**—પ્રિયા ! આ ફળ ખાવાથી મનોવાંચ્છિત મળવા ઋષિરાજે વચન આપ્યું છે; જેથી તે પ્રાશન કરતી વખતે પુત્ર મળવાની ઇચ્છા રાખજે, જે પરથી પરમશક્તિમાન પ્રભુ સહાય થઇ આપણી ઉમેદ પાર પાડશે.

**ચંદ્રકળા**—અહો ! પ્રાણનાથ ! ત્યારે એવા મહાન્ ઋષિરાજનાં દર્શનનો લાભ મને કેમ ન અપાવ્યો ? પણ ખેર, તે તો પધાર્યા એટલે આપણે નિરૂપાય છીએ. પણ હવે આ ફળ કેમ પ્રાશન કરવું ? તેનો ખુલાસો આપે પૂછ્યો હશે, માટે તે કૃપા કરી કહો.

**પ્રતાપસિંહ**—પ્રાણવલ્લભા ! નાહી ધોઇ પવિત્ર થઇ આ ફળ પ્રાશન કરવું, અને પ્રાશન કરતી વેળા પુત્ર મળવાની ઇચ્છા કરવી.

**ચંદ્રકળા**—એમ છે, ત્યારે તો સત્વર તેનો ઉપભોગ કરી લાભ લઉં.

**પ્રતાપસિંહ**—સુંદરી ! હવે હું રજા લઉં છું.

**ચંદ્રકળા**—મારા શિરછત્ર ! પધારો. ( રાજા ગયા બાદ )

## ( રાગ પીલુ. )

"(કહુંશું નશોબે દુખિયો કૉપ્રો છે. )"—એ રાગ.

પ્યારા પ્રભુ હું, તુજને વંદું છું;
કર દ્રય જોડી, નાથ નમું છું— પ્યારા.
સ્હાય કરી જગ-દીશ કૃપાળુ;
ફળ શુભ આજે, આપ્યું તેં મયાળુ—પ્યારા.
અંતરજામી, છો જગસ્વામી;
વારંમવાર. નમું શીશ નામી. પ્યારા.

લક્ષ્મી—બાઇસાહેબ ! ભાગ્યમાં લખ્યું હોય તે વહેલું મોડું પણ પ્રાપ્ત થયા વગર રહેતું નથી.

ચંદ્રકળા—હા, દાસી ! મહારાજા જેવા મહાત્મા પુરૂષોનું પ્રભુ ભલું કર્યા વિના કેમ રહે ?

લક્ષ્મી—હા, બાઇસાહેબ ! ખરૂં છે.

ચંદ્રકળા—( ફળ પ્રાશન કરતી વખતે ) અહા ! શું એની રચના, કેવી મનહર વાસ, શું આનો ગુણ, અને કેવી આમાં લિજ્જત ! કે તેનું પ્રાશન કરતાંજ હૃદય એકદમ પ્રફુલ્લિત થઇ જાય છે.

લક્ષ્મી—હા, બાઇસાહેબ ! આ ઉપરથી એમ જણાય છે કે આપના ઉપર ઇશ્વર હવે તરત કૃપાવંત થશે.

**ચંદ્રકળા**—દાસી ! મન નિદ્રાદેવીને વશ થાય છે, માટે દ્વાર બંધ કર.

**લક્ષ્મી**—બહુ સારૂં, બાઇ સાહેબ !

(પડદો પડે છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજકચેરી.

**પાત્ર**—રાજા, પ્રધાન, સેનાધિપતિ, ચોપદાર, કંચનીઓ, ઇત્યાદિ.

પાછળથી દાસી, તથા વિદૂષક.

**પ્રતાપસિંહ**—મારા શાણા પ્રધાન ! પેલા મહંત ઋષિરાજે આપેલું ફળ મારી, પ્રિયાને પ્રાશન કરાવ્યું, જેની મુદત આજે પૂરી થઈ રહેવા આવી છે. જેમ ચાતક વરસાદની રાહ જોયાં કરેછે, તેમજ હું પણ શુભ વધામણી સાંભળવા ઘણો તલપી રહ્યોછું.

**માધવરાય**—હા, નામદાર ! મહાન્ કૃપાળુ જગદીશ્વર આપને તરત ખુશીનો વખત બતાવશે. (દાસીને હસ્તે ચહેરે આવતી જોઇને) જુઓ, પેલી દાસી હસ્તે ચહેરે આવેછે, કાંઇ શુભ વધામણી હોય એમ જણાય છે.

**પ્રતાપસિંહ**—(અધીરો થઈને) દાસી ! અંતઃપુરની શી ખબર ?

### રાગ કેરવો.

**લક્ષ્મી**—("સાડે તીન પૈસે મછલી મેં તો.")-એ રાગ.

મહારાજા લાવીછું, આજે શુભ વધાઇ,

આજે શુભ વધાઇ, આજે શુભ વધાઇ— મહારાજા.
બાઇ મારીને પેટે પુત્ર, પ્રસવ થયો આ વાર;
જેથી ખુશી થઇ મહારાજા, ઇનામ આપો સાર— મહારાજા.
આજ દિવસ છે અત્યાનંદી, ઉમંગ અંગ ન માય;
કરો દીવાળી આજ શહેરમાં, વંદું છું મહારાય— મહારાજા.

**પ્રતાપસિંહ**—(પોતાના ગળામાંથી મુક્તાહાર ઉતારીને)

લે દાસી ! આ ઇનામ. (પ્રધાનપ્રતિ) પ્રધાનજી ! આજે મોટો ઉત્સવનો દિવસ છે, માટે કંચનીઓને બોલાવો.

**માધવરાય**—બહુ સારૂં, નામદાર ! (ચોપદારપ્રતિ) ચોપદાર કંચનીઓને બોલાવ.

**ચોપદાર**—બહુ સારૂં સાહેબ !

( કંચનીઓ આવે છે. )

**કંચનીઓ**—(નમીને) મહારાજાનો જય થાઓ. !

**પ્રતાપસિંહ**—હે કંચનીઓ ! તમારા મધુર કંઠથી ગાયન કરી સર્વ સભાને ખુશી કરો.

**કંચનીઓ**—જેવી મહારાજાની આજ્ઞા.

( " રે ગતિ તારી પાર ન પામે. " )-એ રાગ.

રે અચળ રહો મહારાજા (૨)
મોટાં મોટાં રાજ્ય નમાવી, કીર્તિ આપની સઘળે જામી
જઇએ તમપર વારી વારી— રે અચળ રહો.
અમર રહો તમારૂં રાજ, અખંડ શિરતાજ

મ—ગ—ગ—ગ—મ— રે અચળ રહો.
પુત્ર પરિવાર વધજો બહુ, સંપતિ વિશેષ,
છ—ન—ન—ન—છુમ— રે અચળ રહો.
ચડતી દિન દિન થાજો જગમાં, આપની હરનિશ,
છી છી છા—છી છી છા—છુમ— રે અચળ રહો.

**પ્રતાપસિંહ**—પ્રધાનજી ! આ કંચનીઓએ મને બહુ ખુશી કર્યો છે માટે તેમને યોગ્ય બક્ષીસ આપી વિદાય કરો.

**માધવરાય**—જેવી નામદારની આજ્ઞા ( ચોપદારપ્રતિ) ચોપદાર! આ કંચનીઓને બસેં સુવર્ણ મુદ્રા ઇનામમાં આપી વિદાય કરો.

**ચોપદાર**—બહુ સારૂં નામદાર !

( કંચનીઓ જાય છે. )

**પ્રતાપસિંહ**—મારા વહાલા પ્રધાન ! જે વખતે આ શુભ ખબર દાસીને મહોડેથી સાંભળી છે, ત્યારથી હું ઘણો હર્ષાધીન થઇ ગયોછું. મારૂં મન હવે સુખથી ભરપૂર થયું છે. ખરેખર પુત્રરત્ન મને તે મહાન્ પ્રભુએ આપેલું છે જેથી તે મારૂં કુળ દીપાવવાજ જન્મ્યો હશે.

**માધવરાય**—હા, મહારાજાધિરાજ !

( એટલામાં વિદુષક હાંફતો હાંફતો આવે છે. )

**વિદૂષક**—મહારાજા ! આપણા ગામમાં સર્વ ઠેકાણે દીવાળી જેવો ઉત્સવ થઈ રહ્યો છે. તેની પૂછા કરી તો ખબર પડી કે આપને ત્યાં કુંવરસાહેબ પધાર્યા છે, તે વાત શું ખરી છે?

પ્રતાપસિંહ—હા, વિદૂષક! પરમકૃપાળુ જગદીશ્વરે મારાપર કૃપા કરી આ શુભ પ્રસંગ બતાવ્યો છે.

વિદૂષક—તો મહારાજ! મને હવે લાડુનું કેમ?

પ્રતાપસિંહ—વિદૂષક! તને લાડુની કયાં ના છે, બીજું પણ જે જોઇશે તે મળશે.

વિદૂષક—મહારાજા! ત્યારે તો હવે આ શુભ ખબર મારી લાડીજીને ઝટ જઇ કહું, કેમકે અમારી ચાર દિવસની ભૂખ ટળી.

પ્રતાપસિંહ—શાબાસ વિદૂષક! તારી પાસે હાસ્યનું જોર વધારે છે જેથી પ્રસંગપર તું પણ તારૂં કામ ઠીક બજાવે છે.

વિદૂષક—મહારાજા! આપની પાસે લશ્કર તથા પૈસાનું જોર વધારે છે તો પછી અમને પણ કાંઇક તો જોઇએ કે નહિ સાહેબ!

પ્રતાપસિંહ—ઠીક હવે તારા ઢોંગ મૂક કેમકે કચેરી બરખાસ્ત થવાનો સમય થઇ ગયો છે (ચોપદારપ્રતિ) ચોપદાર કચેરી બરખાસ્ત કરો.

ચોપદાર—કચેરી બરખાસ્ત.—

(સૌ જાય છે ને પડદો પડે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કનકાવતી નગરીનો રાજબાગ.

**પાત્ર**—રાજકુંવરી ચંદ્રિકા તથા દાસીઓ અને પાછળથી એક રાક્ષસ.

**ચંદ્રિકા દાસીઓ** } "(શું નટવર વસંત થઇ નાચી રહ્યો.)"–એ રાગ.

શું મનહર બગીચો આ ખીલી રહ્યો,
ખીલી રહ્યો, મન ખીલાવી રહ્યો.— શું મનહર.

ચંદ્રિકા-- **સાખી.**

મદન પૂર્ણ વ્યાપી રહ્યો, ચિત્ત જાએ ચોપાસ;
બાળે મનને તે ઘણું, જેથી થાઉં નિરાશ.

**હીંચ.**

પ્રીતમ વિનાની થઇ બ્યાકુળ હું મન વિષે,

**અસલ.**

શું તરસું મદન, મન લાગી રહ્યો;
લાગી રહ્યો, મન લગાવી રહ્યો.— શું મનહર.

**સાખી.**

શીત મંદ શુભ પવન આ, બહેકી રહ્યો નિરધાર;
પુષ્પો શું પ્રફુલ્લિત થયાં, અકળાવે આવાર.

**હીંચ.**

તરેહ્ તરેહ્ના સ્વર મન હર્ષાવે છે;
મહીં મેના પોપટના બોલ, મન લોભાવે છે.

**સાખી.**

કેશરીઆ જામા ધરી, વૃક્ષો બહુ શોભાય;
વસંત લીલા નિરખીને, મન મારૂં અકળાય.

**ટેક.**

ચતુર છેલોથી રમે, ચતુરાઓ વ્હાલમાં.

**અસલ.**

**શું** પ્રીતિનું પાનરસ આપી રહ્યો;
આપી રહ્યો, મન અપાવી રહ્યો.— **શું** મનહર.

**ચંદ્રિકા**—પ્યારી સખીઓ! પેલા સુંદર પુષ્પો તોડી લઇ મહાદેવની પૂજા કરીએ.

**લલિતા**—હા, બાઇ સાહેબ! ચાલો તે પુષ્પો ચૂંટિયે.

**ચંદ્રિકા**—સખી! પેલા ચંપાનાં ફૂલ કેવાં લટકી રહી મનને આનંદ આપે છે.

**કામવદની**—વાહ! બેની! કેવું તે મનહરણ કરી લે છે. હજુ તેની કળીઓ પણ છૂટી પડી નથી.

**લલિતા**—પ્રિય બેની! આ મોગરનાં ફૂલ કેવાં શુશોભિત દેખાય છે.

**કામવદની**—પણ સખી! આ દ્રાક્ષમંડપ જોઇ મને બહુ આનંદ થાય છે.

**ચંદ્રિકા**—હા, બેની! ખરેખર તે એવુંજ છે. વાહ! તેની શી રચના! વળી દ્રાક્ષના કેવાં સુંદર ઝૂમખા લટકી રહ્યા છે, અને મંડપની કમાનો પણ કેવી સુંદર દેખાય છે.

**લલિતા**—હા, પ્રિય સખી ! ખચીત તે એવીજ છે. (એટલામાં એક રાક્ષસ જમીન ફોડી નીકળે છે અને ચંદ્રિકાને લઇ જાય છે જેથી દાસીઓ બેશુદ્ધ થઇ ભોંય ઉપર પડી જાય છે).

**લલિતા**
**કામવદની** } ( થોડી વારે ઉઠીને) અરેરે ઇશ્વર! તેં આ શો કોપ કર્યો ? હવે મહારાજાને શું જવાબ દઇશું ? પણ ચાલો બેન! જેમ બનવાનું હતું તેમ બન્યું, મિથ્યા શોક કરવાથી ફાયદો નથી, માટે આ ખબર મહારાજાને ઝટ વિદિત કરીએ.

( બંને જાય છે ને પડદો પડે છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—કનકાવતી નગરીની રાજ્ય કચેરી.

**પાત્ર**—રાજા, પ્રધાન, સેનાધિપતિ, ચોપદાર, ઇત્યાદિ. પાછળથી દાસીઓ.

**અજીતસિંહ**—પ્રધાનજી! મારી પ્રજાના સુખશાંતિ કેવીછે તે કહો.

**રામસિંહ**—મહારાજા ! જ્યાં આપના જેવા ધર્માત્મા રાજા રાજ્ય કરતા હોય ત્યાં પ્રજાની સુખશાંતિ વિષે શું પૂછવું હોય ? નામદાર! આપણા નગરમાં સર્વ ઠેકાણે આપના પ્રતાપથી આનંદ વ્યાપી રહ્યો છે.

**અજીતસિંહ**—શાબાશ, મારા શાણા પ્રધાન! પણ આજે વસંત પંચમીનો દિવસ છે માટે વારાંગનાઓને બોલાવો.

**રામસિંહ**—બહુ સારૂં મહારાજા! (ચોપદાર પ્રતિ) ચોપદાર વારાંગનાઓને બોલાવ?

**ચોપદાર**—બહોત અચ્છા નામદાર!

(વારાંગનાઓ આવે છે.)

**વારાંગનાઓ**—(નમીને) મહારાજાની ચડતી થાઓ!

**રામસિંહ**—વારાંગનાઓ! તમારા કોકિલ કંઠથી મધુર ગાયન ગાઇ મહારાજાને ખુશી કરો?

**વારાંગનાઓ**—જેવી નામદારની આજ્ઞા!

"( બતાદે સખી કોન ગલી ગયો સ્યામ. )"—એ રાગ.

અખંડ રહો શિરોમણી ભૂપાલ. (૨)
વંદે પ્રજા સારીરે, નૃપ સુખકારીરે.
પીડ હરો પ્રતિપાલ.— અખંડ રહો.
દીન આ દાસીરે, ભજે અવિનાસીરે;
ખુશી રહો મહિપાલ.— અખંડ રહો.

**અજીતસિંહ**—પ્રધાનજી! આ કંચનીઓને યોગ્ય બક્ષીસ આપી વિદાય કરો.

**રામસિંહ**—બહુ સારૂં નામદાર! (ચોપદારપ્રતિ) ચોપદાર! આ કંચનીઓને બસેં સુવર્ણ મુદ્રા ઇનામ આપી વિદાય કરો.

**ચોપદાર**—બહોત અચ્છા જનાબ!

( કંચનીઓ જાય છે. )

**લલિતા } ( આવીને ) રામકલી-**
**કામવદની } "( કુંવરી કુંવર મારા લાડકા )" એ રાગ.**

મહારાજા તમે સાંભળો, દીન દાસીની વાત;
કહેતાં જીભ ચાલે નહિ, થયો અતિ ઉત્પાત- મહારાજા,
આવ્યો કોઇ રાક્ષસ બાગમાં, હરી કુંવરી ખચીત,
મૂર્છાધિન અમે થઇ ગયાં, કામ થયું વિપરીત- મહારાજા.
માઠું થયું મહારાજ બહુ, મનમાંહે દુઃખ થાય;
શોધ કરાવો તે તણી, નહીં અન્ય ઉપાય. મહારાજા.

**અજીતસિંહ--( એકદમ ક્રોધમાં ઉઠીને )**

"( હવે તેં તો હદ છોડી તમામ )"—એ રાગ.

દુષ્ટની લઉં નક્કી હું જાન (૨)
પુત્રી મારી તેં આજ હરી છે, કેવી દુષ્ટ તેં હામ ધરી છે.
તોડીશ તારૂં ગુમાન (૨) દુષ્ટની-
અંત આવી રહ્યો છે તુજ ધારૂં, કૃત્ય કર્યું તેં બહુ નઠારૂં.
મારૂં હું તને શેતાન (૨) દુષ્ટની-

આહા! મારી વહાલી પુત્રી! તારી આ શી દશા!!
( પ્રધાનપ્રતિ) પ્રધાનજી! તે દુષ્ટ રાક્ષસને ઠાર કરવા સૈન્ય તૈયાર કરી પુત્રીની શોધ કરાવો.

**રામસિંહ—જેવી નામદારની આજ્ઞા!**

(પડદો પડેછે)

**ડ્રોપસીન.**

**પ્રથમ અંક સમાપ્ત.**

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—જંગલમાં રાક્ષસની ગુફા.

**પાત્ર.—ચંદ્રિકા તથા રાક્ષસ.**

**રાક્ષસ**—ઓ હઠીલી ! તને મારા સામર્થ્યનું ભાન નથી, હજારો રાક્ષસો મારા તાબામાં છે. જો તું મારૂં કહ્યું માનીશ તો તે સઘળા તારા દાસ થઇને રહેશે.

**ચંદ્રિકા**—ચાલ, ચાલ, દુષ્ટ ! બળ્યું તારૂં જોર તથા બળ્યા તારા રાક્ષસ ! તું મને શું કરનાર છે? બહુ કરીશ તો મારો જીવ લઇશ.

**રાક્ષસ**—હે હઠીલી ! હું તને એમ મારવાનો નથી પણ રીબાવી રીબાવીને તારા પ્રાણ લઇશ.

**ચંદ્રિકા**—મને મરવાનો ડર રહ્યો નથી, દુષ્ટ તારાથી થાય તે કરજે.

( "સુણ તું ગુલનાર." ) એ રાગ.

**રાક્ષસ**—સુણ પરી નાર. **ચંદ્રિકા**—બળો તુજ ઠાર.
,, દે મુજને તું પ્યાર. ,, ધિક્કાર છે ધિક્કાર.
,, છું રૂપાળો કામ. ,, દૂર નપટ હરામ.
,, માનીશ આભાર. ,, ધિક્કાર છે ધિક્કાર.

રાક્ષસ—છોડીશ નહિ નિરધાર ચંદ્રિકા—દુષ્ટ છોડ એ વિચાર.
,, છે કોણ ઉગારનાર ,, ધિક્કાર છે ધિક્કાર.
,, કાપીશ તારૂં શીશ ,, મારો છે જગદીશ.
,, સમજ.તું આવાર ,, ધિક્કાર છે ધિક્કાર.

રાક્ષસ—ઓ હઠીલી અબળા ! હું હમણા જાઉછું, પણ પાછો આવું ત્યાં સૂધી વિચાર કરી રાખજે.

( એમ કહી રાક્ષસ જાય છે ને પડદો પડે છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાક્ષસની ગુફા પાસેનો માર્ગ.

### પાત્ર—કામસેન એકલો.

કામસેન—(" જય શિયાજી ભૂમીપાલ " ) એ રાગ.

હરણીના શિકાર માટ, ભૂલો હું પડયો (૨)
ગંમ ના, પડે, ખરે, કળે ન મારૂં મન,
કયાં—જઇ—શાંત—થાઊં—
આવી કયાં ચડયો—હરણીના શિકાર.
અથાગ, થાકથી, હવે હું, બહુ થયો હેરાન,
પર—મે—શ્વરા
માર્ગ ના મળ્યો—હરણીના શિકાર.

પેલી હરણીનો શિકાર કરી પાછો વળતાં રસ્તે ભૂલો પડયો છું, અને થાક પણ બહુ લાગ્યો છે, માટે જરા આરામ લઉં (એમ કહી જરા આરામ કરે છે એટલામાં ગુફામાંથી અવાજ સંભળાય છે, જેથી ચમકી ઉઠેછે.)

**ચંદ્રિકા**—(પડદામાંથી)

("કોઈ હાલ કહો જાકે") એ રાગ.

શા હાલ થયા મારા, કયાં માત પિતા પ્યારાં—શા હાલ થયા.
એ ઇશ્વર તું, આ દુઃખમાંથી, ઉગાર મારી જાન,
હું થઇ બહુ હેરાન, પ્રભુ ધર ધ્યાન—
સહું દુઃખ ભા——રા——                    શાહ હાલ થયા.
માટે પ્રભુજી મેળવ મુજને, માત પિતાની સાથ,
હું તો પડી પાપીને હાથ, બચાવો જગનાથ—
પ્રભુછો પ્યા——રા——                    શા હાલ થયા.

**કામસેન**—(ચમકીને) અરે ! આ દુઃખી સ્વર કયાંથી આવે છે, ખરે ! કોઇ અબળા મહા દુઃખમાં સપડાઇ હોય તેમ જણાય છે. માટે ચાલ જીવ ત્યાં જઇ તપાસ કરૂં.

(એમ કહી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાક્ષસની ગુફા.

**પાત્ર**—ચંદ્રિકા એકલી, પાછળથી કામસેન તથા રાક્ષસ.

**ચંદ્રિકા**— "(સુખ દીન મુજ આથમ્યો)" એ રાગ.

દુઃખી થઈ છું હું અહીં અતિ, સુખ નવ પામું હું રતિ;
જગપતિ, મુજ ગતિ કરી દુખિયારી તેં, છું સતિ, છું સતિ.
પ્રભુ હાલત મુજ શી કરી, સુખ સમૃદ્ધિ સૌ હરી;

ભયકારી, દુખિયારી, વિપત અકારી આ, શી પડી, શી પડી.

અરેરે, પરમેશ્વર! તારી ગતિ ગહન છે. અહીં દુષ્ટ રાક્ષસ મને ખેંચી લાવ્યો છે. અરે! હવે હું ક્યાં જાઊં! અને શું કરૂં? મને કાંઇ સૂઝતું નથી, કૃપાનિધિ જગત્ પ્રભુ! મારી રક્ષા કરો!!

( બેશુધ થઇ પડી જાય છે. )

**કામસેન**—( તેની પાસે દોડી જઈ ) હે! દુખી અબળા! સાવધ થા! હવે તારી સેવા બજાવનાર એક ક્ષત્રીપુત્ર હાજર થયો છે.

**ચંદ્રિકા**—(ઉઠીને ધીમે સ્વરે) અરેરે! તમે કોણ છો? અને અહીં કેમ આવ્યા છો? અહીં દુષ્ટ રાક્ષસનો વાસ છે; તે ચંડાળ આવશે તો તમને હેરાન કરશે, માટે જ્યાંથી આવ્યા હો, ત્યાં પાછા વળી જાઓ, મારી તમને એ વિનંતી છે.

**કામસેન**—સુંદરી! હું રાક્ષસથી ડરતો નથી, હું એક ક્ષત્રી રાજવંશી છું, અરણ્યમાં શિકાર કરતાં એક હરણી પાછળ પડયો, તેનો શિકાર કરી રસ્તો ભૂલો પડવાથી અત્રે આવી ચડયોછું. માટે બોલો, તમે અહીં શી રીતે આવ્યાં અને કોણ છો?

**ચંદ્રિકા**—હે ભલા ક્ષત્રીપુત્ર! હું કનકાવતી નગરીના મહારાજા અજીતસિંહની કુંવરી છું અને મારૂં નામ ચંદ્રિકા છે. હું મારા શહેર નજીકના બગીચામાં સખીઓ સાથે મહાદેવની પૂજા કરવા ગઈ હતી, દરમ્યાન દુષ્ટ રાક્ષસ મારૂં હરણ કરી લાવ્યો છે; તે ચંડાળ ઘણો જોરાવર છે, માટે તમે પાછા ચાલ્યા જાઓ, નહિ તો તે દુષ્ટ તમને પણ દુ:ખી કરશે.

**કામસેન**—અરે! હું ક્ષત્રીપુત્ર થઇ, એક રાક્ષસથી ડરી, નિરા-

ધાર અબળાને દુઃખમાં સપડાએલી મૂકી, પાછો નાશી જાઉં! એમ કદી થનાર નથી. મારામાં જ્યાં સૂધી પ્રાણ છે, ત્યાં સૂધી હું તમારૂં રક્ષણ કરીશ, અને એ અધમને માર્યા વગર હું અહીંથી જઇશ નહિ. પણ સુંદરી! તે રાક્ષસનું મોત શી રીતે છે અને તે અહીં ક્યારે આવશે તે કહો?

**ચંદ્રિકા**—રાજકુમાર! તેનો હવે આવવાનો વખત થયો છે માટે તમે સંતાઇ રહો, અને તેના મોત વિષેની હકીકત હું તેને પૂછી લઇશ.

**કામસેન**—ઠીક! ત્યારે હું સંતાઈ જાઉંછું, પણ તમે તેને ખૂબ રીઝવી નક્કી પૂછી લેજો. (એમ કહી કામસેન સંતાઇ જાય છે.)

**રાક્ષસ**—(આવીને) હે અબળા! અહીં કોઇ માણસ આવ્યો હોય તેમ જણાય છે માટે તે કયાં છે તે બતાવ?

**ચંદ્રિકા**—હે રાક્ષસોના રાજા! અહીં માણુસ કયાંથી આવે, માણુસ તો માત્ર હું છું તે મને મારી નાંખવી હોય તો મારી નાંખો.

**રાક્ષસ**—ઠીક! ત્યારે હું તપાસ કરૂંછું.

(આમ તેમ ફાંફા માર્યા બાદ.)

હે અબળા! અહીં માણુસ તો કોઇ નથી પણ તેં કેવો વિચાર કર્યો છે તે જલદી કહે?

**ચંદ્રિકા**—હે રાક્ષસાધીશ! હું તો આપની તાબેદારજ છું, પણ મને એક ભય છે.

**રાક્ષસ**—ઓ સુંદરી! તને શું ભય છે તે જલદી કહે?

**ચંદ્રિકા**—હે રાક્ષસોના સરદાર! મને અહીં એકલી મુકી આપ જંગલમાં ચાલ્યા જાઓછો, ત્યાં આપને કોઈ મારી નાંખે તો પછી મારૂં શું થાય?

**રાક્ષસ**—હે સ્ત્રી! મને કોણ મારનાર છે? ત્રણે ભુવનમાં મને કોઇ મારી શકે તેમ છેજ નહિ.

**ચંદ્રિકા**—હે રાક્ષસોના રાજા! એમ હોયજ નહિ, કેમકે જગતમાં નામ તેનો નાશ છે, જેથી તમારૂં મૃત્યુ કોઇક રીતે પણ હોવુંજ જોઇએ.

**રાક્ષસ**—હે યુવતિ! મારૂં મૃત્યુ થવું ઘણું કઠિણ છે.

**ચંદ્રિકા**—ત્યારે જો આપને મારાપર પ્રેમ હોય તો મને ખરેખરૂં કહો કે જેથી મને ખાત્રી થાય અને તેથી હું નિશ્ચિંત રહું.

**રાક્ષસ**—હે સુંદરી! તું મારાપર આટલી બધી લાગણી દર્શાવે છે તો સાંભળ! આ પહાડની પશ્ચિમ દિશા તરફ એક ગુફા છે, તેની ચોકી માટે હજારો રાક્ષસો દિનરાત ત્યાં હાજર રહે છે. તેમને આ મારી જાદુઇ લાકડી લાગે, ( લાકડી બતાવે છે. ) ત્યારે તેઓનું મૃત્યુ થાય, પછી તે ગુફાની અંદર એક ઓરડી છે, તેમાં પોપટનું પાંજરૂં બાંધેલું છે, તે પોપટ જો મરે તોજ મારૂં મૃત્યુ થાય, પણ તેમ બનવું ઘણું કઠિણ છે.

**ચંદ્રિકા**—સરદાર! હવે મને શાંતિ થઈ, અને આથી મને ખાત્રી થઇ કે આપને મારનાર દુનિયામાં કોઇજ નથી.

**રાક્ષસ**—મારી વહાલી! તું મને બહુ પ્યાર બતાવે છે તો લે, આ

મારી જાદુઇ લાકડી તને આપું છું, તે સંભાળી રાખજે! એ કોઇને બતાવીશ નહિ.

**ચંદ્રિકા**—હે રાક્ષસરાજ! એ લાકડીને તો હું મારા પ્રાણથી પણ વહાલી કરી રાખીશ, તેની આપ કાંઇ ચિંતા રાખશો નહિ.

**રાક્ષસ**—ઠીક, ત્યારે હવે હું શિકાર માટે જંગલમાં જાઉં છું.

**ચંદ્રિકા**—બહુ સારૂં, સુખેથી પધારો.

(રાક્ષસ ગયા પછી)

**કામસેન**—(બહાર આવીને) કેમ રાજકુંવરી! તેની હકીકત પૂછી કે?

**ચંદ્રિકા**—હા, પ્રિય રાજકુમાર! પણ એ ચંડાળ રાક્ષસને મારવો ઘણો કઠિણ છે. પરંતુ એક ઇલાજ છે, તે એ કે, લ્યો આ જાદુઇ લાકડી (લાકડી આપે છે) એ તમને ઉપયોગી થશે. અહીંથી પશ્ચિમ દિશા તરફ એક ગુફા છે, તેની ચોકી કરનાર હજારો રાક્ષસો હશે, તેમને આ લાકડી મારવાથી તેઓનાં પ્રાણ જશે, એટલે તે ગુફાની અંદર જઇ તેમાંથી પોપટનું પાંજરૂં લઇ આવી, તે પોપટને મારી નાંખશો કે એ દુષ્ટ રાક્ષસના પ્રાણ જશે.

**કામસેન**—બહુ સારૂં.

(“ ક્ષત્રી કલંક કેમ લેશોરે ”) એ રાગ.

મારી પાપી કરૂં પલમાં દુષ્ટ દૂર, બચી તે હવે કયાં જનારોરે.
અરે શો હવે તેનો મગદૂર; ,,
દુષ્ટ તોડી ફોડી કરૂં પાયમાલ; ,,

ફેરી ટૂકડા ઉતારૂં તેની છાલ; ,,
પાપી છે કેરમાં ભરપૂર; ,,
તેના હાડ પિંજરાને કરૂં ચૂર; ,,
હું છું ક્ષત્રીપુત્ર નહિ ડરનાર; ,,
નક્કી તેને પોચાડું હું યમદ્વાર; ,,

(લાકડી સહિત ચાલતો થાય છે.)

(ને પડદો પડે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ગુફા પાસેનો માર્ગ.

**પાત્ર**—કામસેન, પછીથી રાક્ષસ.

**કામસેન**—(" જુઓ પેલી ચંબેલી ") એ રાગ.

આહા ! લીલા તારી, પ્રભુ બલિહારી છે.
ગતિ કેવી તારી, દુઃખ હરનારી છે. (૨)
જ્યોતિકાને જોઇ, ખુશી થાઊં, થાઊં, થાઊં,
દુખી અબળાની દાઝ, ઉઠે મન માંહે.
તે દૂર કર્યા વિના, રહું નહિ કયાંયે. (૨)
માર્યા વિના પાપીને ન રહું, રહું, રહું,
દુષ્ટ કેવો મગરૂર છકીને થયો છે.
દેખાતો તે અહીં નથી ફરવા ગયો છે (૨)
તેથી પહેલાં એની, જાન લઊં, લઊં, લઊં,

(ગુફાની અંદર જઈ ચોકી કરનાર રાક્ષસોને મારી પોપટનું પાંજરૂં લઈ આવે છે. દરમ્યાન રાક્ષસ આવી પહોંચે છે.)

**રાક્ષસ**—(આવીને) હે ભાગ્યહિણુ મનુષ્ય ! તું મારા સ્થળમાં શા માટે આવ્યો છે? તારૂં આયુષ્ય પૂરૂં થઇ રહ્યું છે કે શું ! તો બોલ તું કયા પ્રકારે મરવા માગે છે ?

**કામસેન**—(પોપટ બતાવીને) મારા મહેરબાન ! હું આ પ્રકારે મરવા માંગું છું ! ! !

**રાક્ષસ**—( અજાએબ થઇને ) મારા સરદાર ! તું આ પોપટને મારીશ નહિ, તો હું તારો હમેશા તાબેદાર થઇને રહીશ અને તારા દરેક કામમાં તને મદદ કરીશ.

**કામસેન**—દુષ્ટ ! તારા જેવા કૃતઘ્ની ચંડાળને છોડવાથી તું વધારે અધર્મનાં કામ કરે, માટે જા, યમદ્વાર ! ( એમ કહી પોપટની ડોક મરડી નાંખે છે એટલે રાક્ષસ પણ ચીસ પાડી મરણ પામે છે પછી ખુશી થઈને )

"( પ્રભુએ રાખી લાજ પૂર્ણ કરીને કાજ)"—એ રાગ.

રાક્ષસને મારી આજ, અબળાનું કીધું કાજ;
દુષ્ટને કીધો ઠાર, થાય આનંદ અપાર;
ખબર દેવા જાઉં હવે, સુંદરી આવાસ;
વિભુ—રહેમી—નહિ તે નારી, દુખી—પનારી.
આહ ! આહ ! આહ !—રાક્ષસને,૦—

(બોલતો બોલતો ચાલતો થાય છે અને પડદો પડે છે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાક્ષસની ગુફા.

પાત્ર—ચંદ્રિકા એકલી પાછળથી કામસેન.

**ચંદ્રિકા—** "( સખી પરભવ પાપ અમાપ)"—એ રાગ.

કર્યો કોપ તેં ઇશ અપાર, કરી નહિ દયા જરી;
ખરે નિરદોષિ છું હું અનાથ, પ્રભુ તુજ કિંકરી;
મુજ માત પિતા હશે કયાંયે, સૂજે નહિ આ સમે;
હાય ! પીડા હું પામું અપાર, કરોને કૃપા તમે;
ક્રૂર કર્મે ફસી છું હું આંહીં, બળે મન માહેરૂં;
કરો સાહ્યતા દીનદયાળ, ધરૂં ધ્યાન તાહેરૂં;

અરેરે પભુ ! અહીં મારૂં હવે શું થશે ! દુષ્ટ રાક્ષસ મારૂં હરણ કરી આ ભયંકર ગુફામાં ખેંચી લાવ્યો છે, તે ચંડાળ ઘણો વિકાળ છે. અરે ! પણ પેલા રાજકુમારનું શું થયું હશે ? તેઓ તે અધમ રાક્ષસના પંજામાં તો નહિ સપડાયા હોય ! ના, ના, તેમ તો નહિ હોય, કારણ કે તેઓ પણ બહાદૂર છે. વળી તે દુષ્ટ રાક્ષસનું મોત તેમના કબજામાં છે. અરે ! પણ હજુ તેઓ આવ્યા કેમ નહિ. ખરેખર તેમની સુશોભિત મૂર્ત્તિ જ્યારથી મેં નિરખી છે. ત્યારથીજ તે મનહર મૂર્ત્તિએ મારૂં મન હરી લીધું છે. હે ! જગત્પિતા ! તે દુષ્ટ રાક્ષસનો નાશ કરી મારા મનગમતા પ્રિયથી મને જલદી મેળવજો!

(એમ કહી ચિંતામાં બેશી રહે છે દરમ્યાન કામસેન આવી પહોંચે છે.)

**કામસેન**—(આવીને) સુંદરી! જે ભય હતો તે ટાળી તારી પાસે હાજર થયો છું.

**ચંદ્રિકા**—ત્યારે શું તે દુષ્ટ મરાયો!

**કામસેન**—હા, તેમજ!

**ચંદ્રિકા**—અહો! ત્યારે તો બહુ ખુશીની વાત થઇ, એ દુષ્ટ રાક્ષસને મારી આપે મને જીવતદાન આપ્યું, તેનો બદલો શી રીતે વાળી શકીશ, તે હું સમજી શકતી નથી.

**કામસેન**—હે ચંદ્રવદની! રાક્ષસને મારવામાં મેં મારી એક ક્ષત્રિય તરીકેની ફરજ બજાવવા ઉપરાંત કશું કર્યું નથી, તેમ છતાં તમે મારા પ્રત્યે ઉપકારની લાગણી દર્શાવોછો, એ તમારી સુજનતા છે, અને ઉપકારના બદલાવિષે તો તમારે કશું કહેવાની જરૂર નથી, કેમકે તમારો એક નિર્મળ પ્રેમમય શબ્દ કિંવા પ્રેમપરાયણ એક દ્દષ્ટિપાત પણ એવા હજારો ઉપકારનો બદલો વાળવાને સમર્થ છે.

**ચંદ્રિકા**—હે ક્ષત્રિય વીર! હવે મને પૂર્ણ ખાત્રી થઇ, મેં આપને જયારથી જોયા છે, ત્યારથીજ હું આપને મારા તનમનથી વરી ચૂકી હતી, પરંતુ આપ મારા પ્રેમને સ્વીકારશો કે નહિ, એ મને મોટો સંશય હતો, તેથી હું આજ મુકત થઇ અને ઇશ્વરનો આભાર માનુંછું કે તેણે મને મનગમતો પતિ મેળવી આપ્યો.

કામસેન—હે મૃગનયની ! તારા જેવી સદ્ગુણી અને સુંદર પત્ની મેળવવા માટે હું પણ મને ભાગ્યશાળી સમજું છું.

("લતા સારી પુષ્પની લટકે")—એ રાગ.

કામસેન—અતિ સુખકાર છો પ્રિયા ! મારી,
ચંદ્રિકા—તમોપર જાઊં હું વારી વારી;
કામસેન—સાર્થક સુંદરી, સર્વ મારૂં તું, (૨)
તું મુજ પ્રાણ આધાર છો, પ્રિયા મારી.
ચંદ્રિકા—તમોપર જાઊ હું વારી વારી.

## સાખી.

પિયુ મૂરતિ મન વિષે, ચોંટી રહી આવાર,
નાથ હાથ મારો ગ્રહો, બહુ માનું આભાર.

કામસેન—સંસાર સુખની સાથી મારી તું;
ચંદ્રિકા—તમે મુજ જીવન આધાર છો, જાઉં વારી.
કામસેન—અતિ સુખકાર છો પ્રિયા મારી;
ચંદ્રિકા—તમોપર જાઊ હું વારીવારી.

કામસેન—પ્રિયા ! ઇશ્વરની કૃપાથી આપણાપર આવેલું દુઃખનું વાદળ હવે વિખરાઇ ગયું છે.

ચંદ્રિકા—હા, સ્વામી ! આજે બહુ ઉમંગનો દિવસ છે.

કામસેન }
ચંદ્રિકા } ( " ઉમંગ ઉમંગ ઉમંગ " ) એ રાગ.

આનંદ, આનંદ, આનંદ, (૨)

પાપી દુખ દેનારો, ઠાર થયો છે આજે; આનંદ આનંદ.
રૂડું થયું બહુ કામ (૨)
સર્વ શક્તિમાન ઇશની સાહ્યથી આજે; આનંદ આનંદ.

**ચંદ્રિકા**—પ્રિય પતિ ! મારાં માત પિતા મારા વગર ઘણાં દુખી થતાં હશે, માટે ચાલો હવે તેમને જઇ મળીએ.

**કામસેન**—હા પ્રિયા ! ઇશ્વરની કૃપાથી આપણું કામ પાર પડયું છે, માટે ચાલો તે પરમકૃપાળુ પિતાની સ્તુતિ કરી પછી ચાલીએ.

**કામસેન }**
**ચંદ્રિકા }** "(ખંતેથી નમી તને અંતે]" એ રાગ.

પ્રીતેથી નમીએ, ખચીતે સમરીએ
કૃપાવાન—કૃપાવાન—કૃપાવાન—કૃપાવાન
જગ—રાય—કર—સ્હાય.
જય જય વિશ્વપતિ, અકળ તમારી ગતિ,
કળી શકાય ન રતિ, અમારી છે અલ્પ મતિ.
પ્રભુ તારી લીલા ભારી, જઇએ અમે તે પર વારી,
કૃતિ તુજ કેવી ન્યારી, મતિ જાય અમ હારી,
જગ—રાય—કર—સ્હાય—પ્રીતેથી.

( પડદો પડે છે. )

**દ્વિતીય અંક સમાપ્ત.**

**ડ્રોપસીન.**

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—અરણ્ય.

પાત્ર—કામસેન તથા ચંદ્રિકા, અને પછીથી જોગીઓની જમાત.

ચંદ્રિકા—પ્રિય પતિ! આજે આકાશ કેવો નિર્મળ છે. ઋતુરાજ વસંત પૂરદમામમાં ખીલી રહ્યો દેખાય છે. કોયલના મધુર સ્વર મનને કેવા આનંદકારી લાગે છે.

કામસેન—હા પ્રિયા! પ્રભુની શક્તિ અને લીલા અપાર છે.

કામસેન }
ચંદ્રિકા } ("અદભુત રચના શી")—એ રાગ.

અકળિત કૃતિ તારી, આહા, વિભુ,
તું દીનાનાથ— અકળિત.
પાલનહારો તું, જગ સરજનહારો તું,
દુનિયામાં તુજ અવિચળ નામ,
વંદાએછે આઠે જામ— અકળિત.
સુખી દુખીનો, તું છે સાથ,
સૃષ્ટિ તંત્રજ છે તુજ હાથ—અકળિત.

કામસેન—ચાલ પ્રિયા! તારા પિતાના ગામની શોધ કરિયે.

ચંદ્રિકા—બહુ સારૂં ચાલો પ્રિય.

(ચાલવા માંડેછે એટલે સામેથી જોગીઓની જમાત આવે છે)

જોગીઓ— ("અહાલેક જગેરે ગુરૂજી")-એ રાગ.

મત કરતું અભિમાન, સમજ મન મત કર તું અભિમાન;
ભવસાગર જંજાલ રૂપ હે, કયું હોતા નાદાન;
અપના નહિ કો માન, જગતમે અપના નહિ કો માન;
ધન દોલત ઔર માલખજાના, સાથ ચલે નહિ જાન;

સમર નિરંજન નાથ, સમજ મન સમર નિરંજન નાથ;
દુઃખરૂપી સંસાર છોડ દે, હય બાજી તુજ હાથ.

કામસેન } ચંદ્રિકા } ગુરૂમહારાજ! વંદન કરીએ છીએ.

મચ્છેંદ્ર—બેટા તુમ કોન હો! ઔર કહાંસે આતેહો?

કામસેન—મહારાજ! અમે દુખી થએલાં રાજવંશી છીએ, અમે અમારા દુર્ભાગ્યને લીધે અહીં રખડતાં આપના આશ્રય તળે આવ્યાં છીએ.

મચ્છેંદ્ર—બેટા! તુમપેં એસા કયા દુઃખ પડા હય સો કહે દો, શંકર સબ અચ્છા કરેગા.

ચંદ્રિકા—કૃપાવંત! મહાન જોગેંદ્ર! મારા પિતાનું નામ અજીતસિંહ છે, તેઓ કનકાવતી નગરીમાં રાજ્ય કરે છે; માટે ત્યાં જવાનો અમને કૃપા કરી રસ્તો બતાવી આશિષ આપી કૃતાર્થ કરશો.

મચ્છેંદ્ર વગેરે—(" ધર હરપર ઉર ઇતબારે ") એ રાગ.

બેટા સુન જરા સુન જરા મોરી (૨)
ઉતર બાજુસેં ચલ જાઓ પ્યારે, દુખ નહિ હોગા તોરે;

કહેના હમારા ચિત્ત ધર પ્યારે. (૨)
ફિક મિટેગી તોરી.— બેટા સુન જરા.
હરકા નામ નિરંતર રટકે, સફળ કરો સંસારે;
ચલ જાઓ બેટા સુનકે બચનયે. (૨)
આશિષ હય યે મોરી.—બેટા સુન જરા.
(કામસેન તથા ચંદ્રિકા જોગીઓને નમી ચાલતા થાય છે.)
( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—કનકાવતી નગરીની ભાગોળ પાસેનો બગીચો.**

**પાત્ર**—કામસેન, ચંદ્રિકા અને માળી.

**કામસેન**—સુંદરી! હવે તારા પિતાજીને શી રીતે મળશું?

**ચંદ્રિકા**—પ્રિય પતિ! તેમને પત્ર લખી ખબર આપવાનું મેં ઉચિત ધાર્યું છે.

**કામસેન**—હા! તેમજ અનુકૂળ પડશે.

(ચંદ્રિકા કાગળ લખે છે તે લખી રહ્યા બાદ.)

પ્રિયા! પત્ર પરીપૂર્ણ થયો કે?

**ચંદ્રિકા**—હા પ્રિય પતિ!

**કામસેન**—પ્રિયા! વાંચો, જોઇએ તેમાં શું લખ્યું છે?

**ચંદ્રિકા**—બહુ સારૂં પ્રિયતમ! સાંભળો.

( કાગળ વાંચે છે. )

### રાગ—રાસડો.

પૂજ્ય પિતાજી માહેરા, સુણો વિનંતીરે;
હું તો આવી ચડી છું અત્ર, સહી બહુ વિપતીરે;
હવે મળવા ઇચ્છે બહુ આપને, મન મારૂંરે;
લ્યો પુત્રીની સંભાળ, થાય મુજ સારૂંરે.

### હીંચ.

માટે પ્યારા પિતુ, આવીને મળજો;
સંકટ સર્વે મારાં, દૂર કરજો;
વિનંતી આ ચિત્ત ધરજો, હું છું આપની બાળા.

### અસલ.

લિખિતંગ આપની, કુંવરી ચંદ્રિકા રે;
મૂકી નિશાની ખાતર, આપને મુદ્રિકા રે.

**કામસેન**—વાહ! પ્રિયા! પત્ર બહુ સરસ લખાયો છે, માટે લાવો મોકલી દઇએ.

**ચંદ્રિકા**—લ્યો પ્રાણનાથ! (ચંદ્રિકા કાગળ આપે છે.)

(કામસેન કાગળ રાજાને મોકલવા માટે માળીને આપે છે.)

**કામસેન**—(માળીને જોઇને) માળી! અહીં આવ!

**માળી**—શો હુકમ છે સાહેબ!

**કામસેન**—(પત્ર આપે છે) અહીંના મહારાજા અજીતસિંહને આ પત્ર પહોંચાડવો છે. માટે તેમને આ પત્ર આપી આવ, અને તેના બદલામાં આ બે રૂપીઆ તને ઇનામના આપું છું.

(માળી રૂપીઆ બે લઇ ખુશી થતો જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—કનકાવતી નગરીની રાજ્ય કચેરી.**

**પાત્ર**—રાજા, પ્રધાન, ચોપદાર, ઇત્યાદિ. પાછળથી માળી.

**અજીતસિંહ**—મારા વહાલા પ્રધાન! મારી પ્રિય પુત્રીની શોધ કરતાં ઘણો વખત વીતી ગયો, પરંતુ હજુ કયાંએ પત્તો લાગ્યો નહિ. અહા! વહાલી પુત્રી! તારી શી દશા થઇ હશે!

(એટલામાં માળી આવે છે.)

**ચોપદાર**—નામદાર! આપકે બાગકા માળી બહાર ખડા હય, સો અંદર આનેકી રૂખસત ચાહતા હય.

**રામસિંહ**—બહુ સારૂં તેને દાખલ કરો.

**માળી**—(રાજાને નમીને) મહારાજા! આપના બગીચામાં કોઇ પરદેશી મુસાફરો આવેલાં છે, તેમણે આ કાગળ આપની હુઝૂરમાં પહોંચાડવા મને મોકલ્યો છે.

(એમ કહીને કાગળ આપે છે.)

**અજીતસિંહ**—(કાગળ ઉખેડીને) અહા! આ પત્ર શું પ્રિય પુત્રી ચંદ્રિકાનો છે! હા તેમજ લાગે છે. વળી (મુદ્રિકા જોઈને) આ મુદ્રિકા પણ વહાલી પુત્રીનીજ છે.

**રામસિંહ**—મહારાજા! શું કુંવરીશ્રીની શોધ મળી?

**અજીતસિંહ**—હા પ્રધાનજી! ઘણી ખુશીની વાત થઈ! જુઓ આ કાગળ, સામૈયું સત્વર તૈયાર કરી બગીચા તરફ ચાલવાની તૈયારી કરો.

**રામસિંહ**—બહુ સારૂં નામદાર! જેવી આજ્ઞા.

(રાજા બગીચા તરફ સામૈયા સહિત ચાલવા તૈયારી કરે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—બગીચો.

પાત્ર—કામસેન તથા ચંદ્રિકા, પાછળથી સામૈયા સહિત રાજા.

ચંદ્રિકા—પ્રિયતમ ! હજુ સૂધી મારા પિતાજીના શુભ સમાચાર કેમ આવ્યા નહિ ! શું તેઓ મને ભૂલી ગયા હશે ?

કામસેન—પ્રિયા ! ધીરજ ધર, થોડાજ વખતમાં તારા પિતાશ્રી આવી મળશે. ( ઘોંઘાટ સાંભળીને ) અરે ! આ બગીચાની આસપાસ આટલોબધો ઘોંઘાટ કેમ મચી રહ્યો છે. ખરેખર ! તારા પિતાજીની સ્વારી અહીં આવતી હોય એમ જણાય છે.

ચંદ્રિકા—હા પ્રાણનાથ ! તેમજ લાગે છે.

(એટલામાં રાજા આવે છે.)

અજીતસિંહ—(ચંદ્રિકાને જોઇને) કોણ મારી વહાલી પુત્રી ચંદ્રિકા ! !

ચંદ્રિકા—હા પિતાજી ! હુંજ તમારી વિયોગીની પુત્રી ચંદ્રિકા છું.

(ભેટ છે)

અજીતસિંહ—પુત્રી ! તારી આ શી અવસ્થા થઇ. આટલો વખત તેં કયાં અને કેવા સંકટમાં કહાડયો તે કહે ?

ચંદ્રિકા—સાંભળો પિતાજી !

### મરાઠી ચાલની સાખી.

સુણો પિતુ પ્યારા, વચન આ મારા, સત્ય કહુંછું પુકારી;
બાગમાં પૂજા, કરવાને ગઇતી, સંગ સાહેલી મારી.
તે સમે દૈત્ય, પ્રચંડ પાપી, હરણ કરી ગયો મારૂં,
રાખી મને તેણે ગુફાની માંહીં, ઘોર બહુ અંધારૂં;

ત્યાં દુઃખી બહુ, થઇ પિતુ પ્યારા કોઈ ન ઊગારનારો,
તે સમે આ-રાજવંશીએ આવી, સુખનો બતાવ્યો આરો;
દુષ્ટ રાક્ષસને, ઠાર કરીને, બચાવી અબળા જાણી;
તેથી હું આભારી એની, ક્ષત્રીનું રાખ્યું પાણી,
ત્યાંથી નીકળતાં, વનમાંહીં આવ્યાં, જોગી મળ્યા જટાધારી.
તેની કૃપાથી, આવી ચડયાં અહીં, વાત કહી વિસ્તારી.

અજીતસિંહ—(કામસેનને) હે ! રાજવીર પુરૂષ ! તમે કયા રાજ્ય-કુળને દીપાયમાન કર્યું છે ?

કામસેન— (ગીતિ.)

ચંદ્રાવતી નગરીના, પ્રતાપસિંહજી તણો નૃપતિપુત્ર
રાક્ષસ ઠાર કરીને, આપની પુત્રી હું લવિયો અત્ર.

અજીતસિંહ—ક્ષત્રિય કુળને દીપાવનાર ! પરાક્રમી રાજ્ય રત્ન ! તમે મારા ઉપર બહુ આભાર કર્યો છે. જેના બદલામાં મારી પ્રિય પુત્રીનું પાણી ગ્રહણ કરશો એવી આશા છે.

કામસેન—આપનો અત્યંત આગ્રહ છે તો હું તે વાત માન સહિત સ્વીકારૂંછું.

(પછી રાજા કામસેન તથા ચંદ્રિકાને પોતાના મહેલમાં તેડી જઈને તેમને પરણાવી દેછે)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાજકુંવરીનું શયનગ્રહ.

### પાત્ર—કામસેન તથા ચંદ્રિકા.

ચંદ્રિકા— ("જોબન ખીલ્યું આવ્યા છીં")—એ રાગ.

પ્રિય સુંદર લાગોછો મન મોહન મારા

છો મુજ ચક્ષુ તારા, ક્ષણુ નવ કરૂં હું ન્યારા;
રંગીલા પ્રાણુ પ્યારા (૪) વાહ! વાહ! વાહ!
વાહ!—પ્રિય સુંદર૦

પ્રેમરસ પાઓ પીઓ ને તમે પ્રિતમ મારા
આનંદ કેવો થાય, મન માંહે મારા
આવો રંગ રસીઆ પ્યારા, છો મુજ જીવનહારા
આલિંગન ધ્યોને મારા (૪) વાહ! વાહ! વાહ!
વાહ! પ્રિય સુંદર૦

કામસેન— ("સુંદર સુશીલ સ્થીરતા")—એ રાગ.

છો ગુણુ નિધાન, રૂપની ખાણુ, કંજલોચની,
પ્રિય રસીલી, છબીલી, રંગીલી નારી, જોઇ થાઉં ગુલતાન;
બહુ બહુ ખુશી હું થાઉં, ચંદ્ર આનની. છો ગુણુ૦
છે ગાલ ગુલાબી, કોમળ કેવા, સુંદર નાજુક નાર,
કોકીલ સ્વર લાગે તારાં, મધુર કામની. છો ગુણુ૦

પ્રિયા! હું મારા મિત્રો સાથે શિકારે ગયો હતો ત્યાં વનમાં એક હરણીના શિકાર પાછળ પડતાં રસ્તો ભૂલો પડવાથી મારા મિત્રોથી છૂટો પડી જંગલમાં રખડતો, રાક્ષસની ગુફામાં તારી પાસે આવી ચડયો, ત્યારથી મારા માતપિતા મારા વગર બહુ દુઃખી થતાં હશે. તેમનું શું થયું હશે, તે કહેવાતું નથી; માટે હવે આપણા રાજ્યમાં જઇ મારા માતપિતાની ભેટ લઇએ. માટે તારા પિતા પાસેથી રજા લેવાની તજવીજ કરજે.

ચંદ્રિકા—બહુ સારૂં, પ્રિય પતિ! હમણા રાત્રી ઘણી વીતી ગઇછે,

માટે આરામ કરો અને આવતી કાલે મારા પિતા પાસેથી રજા લેવાની તજવીજ કરીશ.

**કામસેન**—બહુ સારૂં પ્રિયા!

( એમ કહી કામસેન આરામ કરે છે અને ચંદ્રિકા તેનાં ચરણ દાબતાં ગાય છે.)

**ચંદ્રિકા**— ( બિભાસ )

કરો નિંદ્રા પ્યારા મારા, કરો નિંદ્રા પ્યારા,
મધ્યકાળ રાત્રી વીતી, કરો નિંદ્રા પ્યારા.—કરોનિંદ્રા.
પ્રેમે ચરણુ સેવા, કરૂં પ્રાણુ મારા,
પાય પલોટું હું તો, જીવન આધારા— કરોનિંદ્રા.
પતિને જાણેછે પ્રભુ, પતિવ્રતા નારી.
ખંતેથી કરીને સેવા, કરે નહિ ન્યારા— કરોનિંદ્રા.
એજ પ્રમાણે જાણું, મુજ ચક્ષુતારા
ચરણે નમુ હું પ્રભુ! સુખ કર મારા— કરોનિંદ્રા.

( પડદો પડેછે )

---

# પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ—રાજમહેલ.

**પાત્ર**—રાજા, રાણી તથા ચંદ્રિકા.

**ચંદ્રિકા**—પ્યારાં માતપિતા! હવે હું મારા સ્વામીની સાથે તેમના રાજ્યમાં જવા ઇચ્છા રાખું છું. માટે આપ ખુશીથી અમને રજા આપો, એમ મારી તેમજ મારા પતિની ઇચ્છા છે.

**કમળા**—બેટા! હજુ થોડો વખત અહીં રહો તો સારૂં.

ચંદ્રિકા—માતાજી ! હું તમારી વાત માન્ય રાખુંછું, પરંતુ મારો પતિ તેમના માતપિતાથી વખૂટા પડયા છે. જેથી તેઓ દુ:ખી થાય છે, માટે રજા આપો તો સારૂં.

અજીતસિંહ—બહુ સારૂં પુત્રી ! તારી એવીજ ઇચ્છા છે તો સુખી રહે એવી અમારી આશિષ છે. હું હમણાજ જઇ તમારી સાથે આવવાના લશ્કર વગેરેની તજવીજ કરૂંછું.

ચંદ્રિકા—વારૂ, પૂજ્ય પિતાજી !

(રાજા જાયછે અને પડદો પડેછે.)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—ચંદ્રાવતી નગરીની રાજ્યકચેરી.

**પાત્ર**—રાજા, પ્રધાન, ચોપદાર ઈત્યાદિ, પાછળથી એક સિપાઇ.

પ્રતાપસિંહ—પ્રધાનજી ! મારો કુળદીપક પુત્ર કામસેન, અરણ્યમાં ગુમ થતાં તેનો હજુ પત્તો લાગ્યો નથી. અહા ! તેનું શું થયું હશે ! હર ! હર ! વિશ્વંભરા ! !

માધવરાય—મહારાજા! તેની શોધ હજુ જારી રાખી છે તેઓ થોડા વખતમાં ઇશ્વરકૃપાથી આવી મળશે.

ચોપદાર—મહારાજા! કોઇ પરદેશી સિપાઇ કાગઝ લેકે બહાર ખડા હય, સો અંદર આનેકી રૂખસત ચાહતા હય.

માધવરાય—બહુ સારૂં તેને ખુશીથી દાખલ કરો.

એક સિપાઈ—(આવીને) મહારાજા સાહેબ ! મહારાજ કુમાર શ્રી કામસેનજીએ આ પત્ર આપની હુઝૂરમાં પહોંચાડવા મને ફરમાવ્યું છે (એમ કહી કાગળ આપે છે)

પ્રતાપસિંહ—(કાગળ વાંચીને) શું આ પત્ર પ્રિય પુત્ર કામસેનનો છે
માધવરાય—મહારાજા? કુમારશ્રી શું અત્રે પધાર્યા છે.
પ્રતાપસિંહ—હા પ્રધાનજી તેઓ આપણા ગામના પાદરમાંજ છે.
માટે સામૈયું કરી તેને તુરત તેડી આવો.
માધવરાય—બહુ સારૂં, જેવી નામદારની આજ્ઞા.

(પ્રધાન કામસેનને તેડવા માટે સામૈયું કરી જાય છે ને પડદો પડે છે

---

## પ્રવેશ ૮ મો

### સ્થળ—રાજમહેલ

પાત્ર—રાણી, દાસી, પછીથી રાજા, તથા કામસેન, ચંદ્રિકા, પ્રધાન. વગેરે.

ચંદ્રકળા— ( લલિત )

અરર ! પુત્ર ! તું, કયાં જતો રહ્યો
દુખણી માતથી, વેગળો થયો.
અરર ! ઇશ ! તેં, શી દશા કરી ?
મુજ સુપુત્રથી, વિખુટી ધરી.
સુતવિના મને, દુઃખણી કરી,
વગર વાંકરે, પીડી તેં હરિ !
જગત નાથરે, સ્હાયતા કરો
સુખ કરી મને, સૌ દુઃખો હરો.

અહા ! પ્રિય પુત્ર ગયે આજે ઘણી મુદત થઇ, પણ તેનો હજુ કાંઇ પત્તો મળ્યો નહિ; તે એકલો જંગલમાં રખડતો હશે કે કોણ જાણે તેની શી ગતિ થઇ હશે.

(એટલામાં રાજાને આવતાં જોઈને)

**લક્ષ્મી**—બાઈ સાહેબ ! મહારાજા પધારે છે.

**પ્રતાપસિંહ**—(આવીને હર્ષથી) પ્રિયા ! લે આ કામસેનનો પત્ર.

**ચંદ્રકળા**—હેં ! શું તે પ્રિય પુત્ર કામસેનનો પત્ર છે, તો પ્રાણનાથ મને મારા પુત્રથી જલદી મેળવો.

**પ્રતાપસિંહ**—પ્રિયા ! ધીરજ ધર, તે આપણા ગામની નજીકમાં જ છે, તેમને બોલાવવા માટે આપણા પ્રધાનને સામૈયા સહિત રવાને કરેલ છે તે થોડાજ વખતમાં આવી મળશે.

( એટલામાં પ્રધાન કામસેન વગેરે આવેછે. )

**લક્ષ્મી**—(આવતાં જોઈને) બાઇસાહેબ ! કુંવરશ્રી તથા પ્રધાન પધારેછે.

**કામસેન**—(આવીને) માતાપિતા ! હું આપને વંદન કરૂં છું.

**પ્રતાપસિંહ**—કોણ વહાલો પુત્ર કામસેન ?

(ભેટે છે.)

**ચંદ્રિકા**—સસરાજી ! તથા સાસુજી ! હું આપને અભિવંદન કરૂં છું

**ચંદ્રકળા**—તમારૂં જોડું સદા અખંડ રહો.

**પ્રતાપસિંહ**—પુત્ર ! તારાપર આ શી હકીકત ગુજરી તે કહે ?

**કામસેન**—સાંભળો, પિતાજી !

"(ખુશ રહો સનમજા)"—એ રાગ.

સુણો માત પિતા, વૃત્તાંત ખરે દુઃખકારી;
મુજ ઉપર બન્યુ તે, કહું સર્વે વિસ્તારી.
ગયો શિકાર રમવા, મિત્રો સહિત વન માંહીં;
જોતાં હરણીને, થયો પાછળ ત્યાંહીં.
કરી શિકાર તેનો, ભૂલો પડયો હું વનમાં;
બહુ રખડી થાકયો, ભાન રહ્યું નહિ તનમાં.
ત્યાંથી ફરતાં જોઇ, ગુફા અતિ ભયકારી;
તે અંદર દીઠી, નારી એક દુખિયારી.

ત્યાં રે'તો હતો, એક દૈત્ય અતિ વિકાળ;
ફરી ઠાર મહા, પાપીનો આણ્યોકાળ.
ત્યાંથી નીકળતાં, આવ્યાં વન મોઝાર;
જોગે દ્રોણે મળી, આશિષ આપી અપાર.
પછી ચાલી ત્યાંથી, બંને નર ને નારી;
કનકાવતી નગરી, પોચ્યા ખરે તે વારી.
ત્યાંથી પરણી આ, પત્ની પ્રેમદા લાવ્યો;
એ રીત ગુજારી, આપ ચરણુ હું આવ્યો.

પ્રતાપસિંહ—પુત્ર! ખરેખર! સૃષ્ટિના ઘણા દ્રષ્ટાંતોથી નક્કી સાબિત થાય છે કે અંતે સત્યનો જ જય થાય છે.

સર્વપાત્રો— ("ઉમંગ ઉમગ ઉમંગ")-એ રાગ.

સજ્જન, સજ્જન, સજ્જન, (૨)
પાપીનો પલમાં નાશ થાય છે, એ ચિતાર ધરજો મન.
ખેલ થયો છે તમામ, (૨)
ધીરજના ફળ ઇશ્વર આપે, જો ધરિયે મનમાં હામ.
સૃષ્ટિકર્ત્તા જગરાય, (૨)
સેવક શાસે તણી સુ વિનંતી, સાંભળી કરજો સ્હાય—સજ્જન.

ડ્રોપસીન.

અંક તૃતિય સંપૂર્ણ.



## આ "કામસેન ચંદ્રિકા નાટક" વિષે.

# કવિ શ્રીજીવરામ અજરામર ગોર તરફથી મળેલ અભિપ્રાય

---

**મિ. શાલેમહુમદ અલારખ્યા મેમણ.**

તમારા તરફથી રચાયલું" કામસેન ચંદ્રિકા નાટક " નું પુસ્તક હું શરૂઆતથી અંતસૂધી ધ્યાન પૂર્વક વાંચી ગયો છું, તમે કેળવણી ખાતામાં એક માસ્તર છો અને તે કારણથી મળેલું જ્ઞાન અને ફુરસદના વખતનો તમે બેશક ઘણો સારો ઉપયોગ કરો છો તે જોતાં હું ખુશી થાઊ છું. તે ઉપરાંત વળી તમારા ગાયન વિઘાના જ્ઞાનની પણ આ પુસ્તકમાં જૂદી જૂદી રાગ રાગણીયો રચીને સારી સાબિતી આપી છે, એકંદર પુસ્તક જોતાં તેમાં શબ્દશુધ્ધિ, વ્યાકરણશુધ્ધિ, તથા પિંગળશુધ્ધિ ઉપર સારૂં ધ્યાન આપ્યું છે. તેમજ હાલના જમાનાને અનુકુળ આવે એવાં ગાયનો પણ સારાં પસંદ કર્યાં છે. સામટી રીતે જોતાં આ તમારો પ્રથમ પ્રયાસ છે અને તમે એક મહોમેડન ગૃહસ્થ છો, તેમ છતાં તમારૂં આ પુસ્તક ઘણું સારૂં છે. તેથી તે લોકપ્રિય થશે, એમ હું ધારૂં છું. તમારા જેવા એક ઉછરતા ગ્રંથકારને દરેક સ્વદેશી ભાઇઓએ યથાશકિત આશ્રય આપવાની જરૂર છે. તમે તમારો અભ્યાસ અને શોખ જારી રાખશો તો ઇશ્વર કૃપાથી આગળ જતાં એક સારા ગ્રંથકાર થશો, એમ આશા રાખી શકાય છે. તમારૂં પુ-

ફતક વાંચતાં મને જે વિચારો આવ્યા તે નીચે પ્રમાણે કવિતાના આકારમાં તમને લખી જણાવું છું:—

**દોહરો.**

નવીન નાટક વાંચીંને, પામ્યો પૂરણ હર્ષ;
**શાલેમહુમદનું** સદા, ઇચ્છું ઉર ઉત્કર્ષ. ૧

**કવિત્ત–મનહર દંડક.**

ઉત્તમ રસીક રાગ રાગણીથી રચેલું ને,
ગદ્ય પદ્ય પુરણ પ્રભાથી જે પ્રકાશે છે;
વિધ વિધ પાત્ર રૂડાં, પ્રેમ પરિપૂર્ણ ચિત્ત,
પોતાતણાં પાર્ટ જેમાં ભજવતાં ભાસે છે;
કૃતિ **શાલેમા'મદની**, કોડથી નિહાળિયે તો,
સંગિત કળાથી ચિત્ત, પુરણ હુલાસે છે;
નાટક નવીન એવું "**કામસેન ચંદ્રિકા**" તે
જીવન જરૂર જોતાં, દિલ્લગીરી નાશે છે. ૨

**ગીતિ.**

નાટક નવિન નિહાળી, પ્રકાશ પામે સુબુદ્ધિ સજ્જનની.
સદ્‌ગુણ વળી સમજાતાં, ઝટ નાશે છે ઉદાસિ તન મનની ૩

**લી. શુભેચ્છક.**

**જીવરામ અજરામર ગોરની સલામ.**

# પ્રથમથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સદ્ગ્રહસ્થોના મુંબારક નામ.

### ભુજ.

૨૫ મે. રા. રા. વિઠ્ઠલજીભાઇ કેશવજી દવે બી. એ. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ.
૫ મે. રા. રા સચેદિના નાનજીઆણી આસિ. રેવીન્યુકમીશ્નર સાહેબ
૫ મે. રા. રા. દયાશંકર શ્યામજી ડેપ્યુટી. એ. ઇન્સ્પેકટર સાહેબ.
૫ રા. રા. બાવા કલ્યાણજી લાલજી રાજગોર
૭ રા. રા. ઘેલાભાઇ વેલજી સીટી ફોજદાર સાહેબ મારફત.
  ૧ રા. રા. ઘેલાભાઈ વેલજી
  ૧ રા. રા. પુરૂષોત્તમ ઓધવજી
  ૧ રા. રા. માવજી લધુભાઇ
  ૧ રા. રા. વાલજી જેઠાભાઇ
  ૧ રા. રા. પદમસિંહ જેઠા વકીલ
  ૧ રા. રા. છગનલાલ નથુભાઇ વકીલ
  ૧ રા. રા. જદુરામ હાથીરામ વકીલ
૧૦ કવિશ્રી જીવરામ અજરામર ગોર
૨ રા રા. દાદામિયાં હબિબુલ્લા મહેતાજી
૫ રા. રા. ઇબ્રાહીમ ઇસ્માઇલ એ. ઇં. ઑ. કારકૂન.
૨ રા. રા. ભગવાનજી જયશંકર મહેતાજી
૫ રા. મૂળજી કાનજી માસ્તર
૪ રા. ભટ નરસિંહ વાસુદેવ માસ્તર
૨ સોની સુતાર માવજી રાઘવજી
૧ શા. અજરામલ તેજશી હા. મુલચંદભાઇ
૨ શેઠ. શાંતિદાસ વીરચંદ
૮ રા. લખમસિંહ વિ. કરમસિંહ ના. સિ. મારફત
  ૨ મી. લખમસિંહ વિ. કરમસિંહ
  ૨ મેહેતા ઇશ્વરલાલ લક્ષ્મીદાસ પોલીસ કીપર
  ૧ મી. મૂળજી જેઠા. જ. કા.
  ૧ ભટ્ટ નાનાભાઇ વાઘજી કા.
  ૧ મેહેતા નરભેરામ વેલજી
  ૧ શુકલ અમૃતલાલ ઇચ્છાશંકર
૩ શેઠ ઇસ્માઇલ ઉમર
૨ સોની ઉમરસિંહ મકનજી
૨ સોની હરિરામ ડોસા.

૨ પીરકરમશાહબિન અબ્દુલ્લાશાહ
૨ ઠા. કેશવજી. વિ. શીવજી.
૨ કોઠારી હંસરાજ મોનજી
૨ રા. હરિરામ સુંદરજી સ્ટો. કારકુન
૧ વકીલ. હીરજી અરજણ
૧ શેઠ ગોવિંદજી રામજી
લુ. શુ. હિ. સ. ના સેક્રેટરી
૪ રા. મયાશંકર મોરારજી, ધારક પ્રો. ઓફ. મે. મારફત
૨ રા. મયાશંકર મોરારજી ધારક.
૧ રા. ડાકટર અનંતરાવ મોરેશ્વર ભારાપર
૧ ખોજા ઇસ્માઇલ સરાજ મુંબઇ.
૫ કોઠારી વેલજી કાનજી મારફત
૨ કોઠારી વેલજી કાનજી.
૧ ઠા. દાગજી મોરારજી
૧ સઇસુતાર વલ્લભજી જેરામ
૧ શા. મથુરાંદાસ હીરાદાસ.
૧૨ વ્યાસ કેશવલાલ માવજી મારફત.
૨ વ્યાસ કેશવલાલ માવજી
૧ કોઠારી શિવજી જેઠા.
૧ સમેજા ભચુ ઇબ્રાહિમ
૧ શેઠ બહેરામશા હોરમસજી
૧ શેઠ એરતશા હોરમસજી
૧ શેઠ બરજોરજી પેસ્તનજી
૧ શેઠ પીરોજશા સુરતવાળા
૧ રા જટાશંકર નથુભાઇ
૧ મેમણ જુસબ અહમદ
૧ બકાલી ઇસ્માલ.
૧ જોશી નરસિંહ રતનસિંહ
૬ ઠા. વાઘજી ઓધવજી મારફત
૧ ઠા. ઓધવજી મેઘજી
૧ ઠા. અરજણ શામજી
૧ શા. કસ્તુર રામજી
૧ ઠા. દેવકરણ શામજી
૧ ઠા. શામજી હીરજી. માંડવી.
૧ ઠા. જીવણદાસ પરધાન. માંડવી
૪ રા. વિશનજી સુંદરજી મારફત
૧ ઠા. વિશનજી સુંદરજી
૧ રા. ગણપતરાવ જેઠાભાઇ
૧ શા. સાકરચંદ મોતીચંદ
૧ ઠા. કાનજી જેવત.
૩ જોશી પરૂષોત્તમ ડુંગરસી મારફત
૧ જોશી પરૂષોત્તમ ડુંગરસિંહ
૧ ખોજા મહમદભાઇ જુમાભાઇ
૧ ખોજા અલીમહમદ હાજીઅબ્દુલા
૨ મિ. ગુલાબશંકર દુલેરાઓ વોરા મારફત.
૧ મિ ગુલાબશંકરદુલેરાઓવોરા
૧ ઉસ્તાદ ભચુ નહમદ. મ્યુ. માસ્તર

૫ પરમાર વિશ્રામ ખેંગાર મા-
રફત
૧ પરમાર વિશ્રામ ખેંગાર
૧ મેતા નરોત્તમરાય લાલજી
૧ રા. કહાનજી ગોપાળજી ગું-
દાળા સ્કૂલ–માસ્તર
૧ ચવાણ માનસંધ સ્મુ
૧ મી. શામજી રવજી
૨ ભટ નરોત્તમ પ્રાણશંકર
૧ રા. ભટ લાલજી ગૌરીશંકર
પો. કા.
૧ રા. ભવાનજી જાદવજી
૧ રા. યુસફ અબ્દ રેહેમાન
૧ રા. મોતીરામ નથુભાઇ
૧ વકીલ લખમણ રીણાશધીર
૧ રા. વ્યાસ પ્રાગજી પ્રેમજી શ-
રાફ
૧ મેતા દયારામ ધનજી
૧ રા. મોલવી ઇસ્માઇલ ઇબ્રા
હીમ
૧ રા. ચમનલાલ નરભેરામ
૧ રા. પ્રેમજી અજરામર ગોર.
૧ રા. અમીરમીઆં નકીમીઆં
૧ રા. મોલેદિના બચલ
૧ રા. દામોદર ચાગપાળ.
૧ રા. મયારામ વાઘજી
૧ જોશી હીરજી મોનજી
૧ સોની નથુ કલ્યાણજી
૧ સોની મેઘજી મોનજી

૧ સોની પ્રેમજી મોરારજી
૧ સોની જયરામ ડોસા
૧ ઠા. ભવાનજી ગોપાળજી
૧ ઠા. હરજી ઉકેડા
૧ ઠા. ઢલુ પરૂષોત્તમ
૧ ઠા. વિશ્રામ હંસરાજ
૧ દરજી પ્રેમજી મેઘજી
૧ ઠા. ગોવિંદજી નારણજી ડાકટર
૧ રા. પ્રાગજી જીવણ. પ્લેગ કા-
રકુન.
૧ શા. રાઘવજી વિશનજી
૧ ઠા. જીવન ખીમજી
૧ ઠા. વેલજી હંસરાજ
૧ વ્યાસ હરિદાસ ગંગારામ
૧ ઠાકર કુંવરજી હરજીવન
૧ શા. દેવસિંહ વિશનજી
૧ મેમણ મુસા હાજીખમીશા
૧ મેમણ વલીમહમદ સુલેમાન
૧ મેમણ આદમ અબ્દરેહેમાન
૧ મેમણ ઇશાક હાજીફાઝલ
૧ મેમણ સિધીક આદમ
૧ મેમણ બચલ મહમદ
૧ મેમણ ઇબ્રાહીમ જમાલ
૧ મેમણ સિધીક હાજીઅબ્દુલ
કરીમ
૧ મિ. મૂળજી પુરૂષોત્તમ
માસ્તર
૧ ઠા. ભગવાનજી કલ્યાણજીદલાલ
૧ સૈયદ મીરશાહ મલુકશાહ

૧ સુતાર ભીમજી મેઘજી
૧ સુતાર ભાણજી ચતર્ભુજ
૧ જોશી ભવાનીદાસ પ્રેમજી
૧ ઠા. ઓધવજી રામદાસ દૂધવાળા
૧ ઠા. મૂળજી લધા
૧ સોની મનજી રણછોડ. વોચમેકર
૧ કંસારા તુલસીદાસ શિવજી
૧ કંસારા સોની ધારસિંહ પ્રાગજી
૧ ઠા. દરશનજી વાલજી
૧ ઠા. રામદાસ લખમસિંહ
૧ ઠા. લખમસિંહ વાલજી
૧ ઠા. લધુ લખમસિંહ
૧ ઠા. જયરામ જેઠા
૧ ઠા. નેણસિંહ ખીમજી દૂધવાળા
૧ ખોજા ફાઝલ લધા
૧ ઠા. વાલજી રામજી
૧ ઠા. દામજી ખીમજી
૧ ઠા. મોનજી સામજી
૧ ઠા. વેલજી શિવજી
૧ ઠા. નારણજી દેવકરણ
૧ ખોજા મહમદભાઇ ખીમજીભાઇ
૧ શા. લધુ વછરાજ
૧ દરજી ઉકા કાનજી
૧ ઠા. લાલજી ચાગપાલ
૧ જરાદી લખુ મનજી
૧ વ્યાસ મૂળજી સુંદરજી
૧ ઠા દેવકરણ નથુ
૧ ખોજા લધા ખાલકદિના
૧ ઠા. પ્રાગજી તુલસીદાસ

૧ જણસારી ધનજી ચિના
૧ જણસારી હેમરાજ હકાણી
૧ શા. ઉત્તમચંદ રત્નજી
૧ જાડેજા આણંદસંગજી કાનજી
૧ મિસ્ત્રી કલ્યાણજી રામજી
૧ ઠા. દેવજી નરસિંહ
૩ ધારક જીવરામ પુરૂષોત્તમ મારફત.
૧ ધારક જીવરામ પુરૂષોત્તમ.
૧ કોઠારી મોતીલાલ વિશનજી
૧ મિ. હરજી કુંવરજી.

માંડવી બંદર.

૨ હિંદુખત્રી વિશનજી નારણજી

અંજાર.

૩ મિ. ઘેલાભાઇ વલ્લભજી મારફત.
૧ મિ. ઘેલાભાઇ વલ્લભજી.
૧ ઠા. નારણજી પુંજા
૧ ઠા. નાગજી ઘેલાભાઇ

મુંદ્રા બંદર.

૧૦ રા. રા. મેઘજી જુઠાભાઇ માસ્તર સાહેબ મારફત
૨ રા. રા. મેઘજી જુઠાભાઇ પા.
૧ મહારાવ શ્રી ખેંગારજી લાયબ્રેરી.
૧ રા. જયરામ કાનજી. ખોજા સ્કૂલના માસ્તર
૧ ઠા. ધરમસિંહ રતનસિંહ
૧ ઠા. ખીમજી જયરામ કાનજી

૧ હિંદુ ખત્રી લક્ષ્મીદાસ મોરારજી
૧ સોની હીરજી મોરારજી
૧ મિ. હરિશંકર કરશનજી
૧ બારોટ આશધીર વિ. થારૂ. ડિસ્પેનસરી
૧ ઠા. જેઠા વિ. નથુભાઈ

**માધાપર.**

૪ માસ્તર મૂળચંદ જેઠાભાઇ મારફત.
૧ ખોજા જીવરાજ લધા.
૧ મિ. ભવાનજી ગોપાલજી
૧ મિ. મનજી લખમણ
૧ મિ. માધવજી જેઠા

**પદ્ધર.**

૧ માસ્તર વિસનજી નારાયણજી
૧ ઠા. નારણજી પ્રાગજી
૪ મિ. રામદાસ ભાણજી મારફત
૧ મિ. રામદાસ ભાણજી
૨ ખોજા વાલજી અલારખ્યા
૧ ઠા. હંસરાજ પ્રાગજી

**વાળાપધર.**

૧૩ વ્યાસ શિવશંકર લાલજી મારફત
૪ વ્યાસ શિવશંકર લાલજી
૧ શા. ચતુર્ભુજ દેવજી
૧ શા. કોરસિંહ દામજી
૧ જાડેજા શ્રી દેવાજી વાઘજી
૧ જાડેજા શ્રી પતાજી પ્રાગજી
૧ શેઠ કેશવજી ગોવિંદજી
૧ રા. હિંમતરામ જટાશંકર
૧ શેઠ ડુંગરસિંહ કેશવજી ઉકેડા
૧ પીરશ્રી ૭ દયાલગરજી હા. ચેલા દામોદરગરજી
૧ ગોરજી પીતાંબરજી પાસવીરજી

**ખાવડા.**

૨૪ મિ. રામજી દામજી મારફત
૧ રા. રા. જીવરામ વેલજી થાણદાર સાહેબ
૫ મિ. રામજી દામજી
૧ રા. શિવજી શામજી અ. કારકુન
૧ રા. રામજી ગોપાળજી કા.
૧ નેણુસિંહ ખેરાજ. પ્રુ.
૧ રા. મુનશી ઓશમાણ આમુમીઆં પોલીશ કા.
૧ રા. જયશંકર લાલજી માસ્તર
૧ ઠા. દામજી નારણજી કંટ્રાકટર
૧ ઠા. દેવજી હેમરાજ
૧ ઠા. ઉમરસિંહ લખમસિંહ
૧ ઠા. દેવચંદ ખટાઉ
૧ ઠા. ખેરાજ વાઘજી
૧ વિશ્રામ (ઠલુ) વાઘજી
૧ ઠા. લધા આસુઆણી
૧ ઠા. હરીરામ નરસિંહ.
૧ ઠા. રવજી નેણુસિંહ

૧ સોની રતનસિંહ ખીમજી
૧ ઠા. પુરૂષોત્તમ મૂલજી
૧ ઠા. ગોપાલજી પ્રેમજી
૧ ઠા. ખેરાજ શામજી. કુનરીઆ

### દેશલપર.

૨ રા. વિશનજી કેશવજી જાની સ્કુલમાસ્તર એન્ડ પો. માસ્તર સાહેબ

### ગોધરા.

૧ રા. નર્મદરામ અંબારામ માસ્તર

### નળીઆ.

૬ રા. રા. ડાકટર મણીશંકર ગોકળજી હાથી મારફત.
૩ રા. રા. મણીશંકર ગોકલજી
૧ મી. જમનાદાસ રૂઘનાથદાસ
ઠા. માનજી વેલજી
[illegible] વિ. લીલાધર

### મગવાણા.

૩ રા. હરિશંકર કહાનજી માસ્તર મારફત
૧ માસ્તર હરિશંકર કહાનજી
૧ સ્કોલર તુલજાશંકર હરિશંકર
૧ મી. રામજી ખીમજી

### સુમરીરોહા.

૧૭ રા. રા. માસ્તર સાકરચંદ નાગજી મારફત
૨ રા. રા. માસ્તર સાકરચંદ નાગજી
૧ રા. દયારામ રતનસિંહ આ. મા.
૧ રા. પ્રેમજી વાલજી
૧ શેઠ મથુરાંદાસ હીરજીભાઇ
૧ રા. ભવાનીશંકર હરજીવન વકીલ
૧ રા. સુંદરજી રામજી
૧ શેઠ. પ્રધાન ચિના ગઢસીસાવાલા.
૧ સોની ચાંપસિંહ શિવજી
૧ શેઠ પ્રધાનભાઇ વાઘજી
૧ રા. ધારસિંહ રતનસિંહ
૧ સ્કોલર પુરૂષોત્તમ નારાયણજી
૧ સ્કોલર સોઢા ગોવિંદજી રવાજી
૧ સ્કોલર કોઠારી ખટાઉ સુરજી
૧ સ્કોલર માંજોઠી સુલેમાન અલારખ્યા
૧ સ્કોલર કોઠારી દામજી પ્રધાન
૧ સ્કોલર વાલજી ભાણજી

### શાહબંદર સિંધ.

૧૧ રા. રા. અલારખ્યા કેશર મીઆં. શાહબંદર સ્કુલના હેડમાસ્તર સાહેબ મારફત
૫ રા. રા. અલારખ્યા કેશરમીઆં.
૧ શેઠ હેમદાસ આસાનંદ

૧ શેઠ ગોકલદાસ ત્રીકમદાસ
૧ શેઠ થરદાસ કોરજી
૧ શેઠ થરદાસ પીતાંબર
૧ રા. રા માસ્તર ઉસ્માન બચલ. રાજકોટ
૧ રા. માસ્તર દેવચંદ કરમસિંહ વાંઢીઆ સ્કૂલ.

મુંબઇ.

૧ શેઠ જકરીઆ. હાજીકાદરદિના

ભુજનગર.

૧ રા. હરિરામ અજરામર ગોર
૧ સ્કૉ. લક્ષ્મીરામ જે. ગોર
૧ સ્કૉ. ઇશ્વરપ્રસાદ જે. ગોર
૧ સ્કૉ. રાજારામ પ્રસાદ
૧ માસ્તર માધવજી ઉકા જોશી



# ઝાહેર ખબર.

"હિકાયત લતીફ" એ નામના નામીચા ફારસી ગ્રંથનો તરજુમો શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં થોડા વખતમાં મારા તરફથી બહાર પડશે. માટે પ્રથમથી ગ્રાહક થવા ઇચ્છનારે નીચેને શિરનામે નામો નોંધાવવા કૃપા કરવી.

| | |
|---|---|
| ભુજનગર<br>કચ્છ. | શાલેમહમદ અલારખ્યા મેમણ.<br>આસિ. માસ્તર-ભુજ મહોમેડન સ્કૂલ. |

---

આ "કામસેન ચંદ્રિકા"નું પુસ્તક તથા મારા મુરબ્બી કચ્છ-ભુજનગર નિવાસી કવિશ્રી જીવરામ અજરામરગોરનાં તમામ પુસ્તકો અને મિ. મયાશંકર મોરારજી ધારક કૃત "કેસાંબા વિવાહ વર્ણન" નામે પુસ્તક પણ મારી પાસેથી રોકડી કિંમતે મળશે. સામટાં લેનારને સારૂં કમીશન આપવામાં આવશે. બહારના ગ્રાહકોને વી. પી. સિવાય ઉધારે મોકલવામાં આવશે નહિ.

| | |
|---|---|
| ભુજનગર<br>કચ્છ. | શાલેમહમદ અલારખ્યા મેમણ.<br>આસિ. માસ્તર-ભુજ મહોમેડન સ્કૂલ. |